# સાસુ વહુનો ઝઘડો

## અને

# ચાલતો જમાનો.



## દીલ ખુશી કવ્વાલી.




લેખક તથા પ્રકાશક,

**શા. પુંજાભાઈ જેવત.**

કચ્છી લાખાપુર વાળા,

ભાત બજાર; ઘર નં, ૪૮૭,

મુંબઈ.





આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦.

સને ૧૯૧૭    સંવત ૧૯૭૩.




મુલ્ય બે આના.

# અનુક્રમણિકા.





શ્રી સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં ડાહ્યાભાઇ શકરાભાઇ ગાંધીએ છાપ્યું,
ખાડીઆ—અમદાવાદ.

પુસ્તક મળવાનું ઠેકાણું,

**શા. લાલજી વીરપાર.**

ભાત બજાર, મુંબઇ.

# સાસુ વહુનો ઝગડો.



માતા કહે છે. કવ્વાલી.

અરેરે દીકરા પરણી થએ તુ અંધ કા એવો
ઊગાડી આંખ જો અંધા જુલમ ગર થાએ છે કેવો ૧
જનેતા માત હુ તારી મને તુ દાદા ના દેતો
જુએ છે સર્વ તુ બાજી છતા વહુને નથી કેતો ૨
પીતા તારા ગયા સર્વગે હવે છે આશરો તારો
તજી તુ દઇશ જો મુજને દીલાસો કોણ દેનારો ૩
મડી બે ચાર રંડાઓ બગાડે પદમણી તારી
હશે એવી જે કુલટાઓ પડી છે ગરવીશે જારી ૪
ઝઘેડી ગર્વમા ગાજે ગડીના ગર વીશે રેતી
બનેઆ છો બાયલા એવા અરેરે દાદ ના દેતી ૫
વીના વાંકે અરે વહાલા બીચારા બાળ ને મારે
રદયમા રેમ ના રાખે ધણીની ધાક ના ધારે ૬
કદી હુ શબ્દ ના બોલુ છતા આવીં પડે ગલે
અરે હું કર્મ હીણુ ભાગી પડી છે આપદા પલે ૭
કદી ના કામ કરવાની પડી છે ટેવ ફરવાની
ફજેતી પુર કરવાની અરે ના રાંડ મરવાની ૮

બતાવું કામ જો બેટા બતાવે ધર્ધ દીવાની
અરેરે પેટમા દુઃખે દવાઇ લાવ પીવાની ૯
સુશીબત કાં પડી આહા ઢડી ડુંગર પડીયુ માથે
અરે હું શું કરૂ વહાલા બગાડી તે બધી હાથે ૧૦
રશોઇ રાખશે કાચી અગર તો નાખશે બારી
નથી એ નારની રીતી ભરી મશતાઈ છે ભારી ૧૧
હઠીલી હઠના મુંકે ધર્યું શહેતાન જો તાણી
કલેજું ભસ્મ તો કીધું ફરે છે આંખમા પાણી ૧૩
બીચારી બેન આ તારી મધુરી પ્રેમથી બોલે
છતા આ દાકંણી તારી અરેરે આંખ ના ખોલે ૧૩
ભલે હો દેર દરાણી અગર હો જેઠ જેઠાણી
ધર્યું શહેતાન જો તાણી બધાનુ ફેરવે પાણી ૧૪
કરે કંકાશ ને કજીઆ પડોશી સાથ લડવાને
ગધેડી લાજને મેલી ઊઠે કુતરી કરડવાને ૧૫
નજર રાખે સદા કરડી મીઠીના બોલતી વાંણી
અરેરે આબરૂ તારી ઊતારીચું લાખનું પાણી ૧૬
પડી છે ટેવ ચોરીની હરામી ખાય છે છાને
ઊપાડી જાય પીયરમા અરે મે શાભડીચું કાને ૧૭
રદયમા રાખીને ચીંતા કદીએ કામ ના કરતી
કડાકુટ રોજની કરવી છતા એ લાજ ના ધરતી ૧૮
કહ્યું હાથ જોડી હું પધારો ગરથકી બહારે
કમાવી ને સુખી રહેજો નથી જોતા તમે મહારે ૧૯

## દીકરો કહે છે.

અરે માજી કહો છો શું રદયમા થાય અંગારા
અહા શું સત્ય છે વાતો કહોને શમ છે મારા ૨૦
નથી હું જાણુતો માજી અહા પલટાઇ શું બાજી
રદય મારો ગયો ગાજી કરૂં છું રાંડની ભાજી ૨૧
હવે ચીંતા કરો છો શું દુખી હું ના કરૂં માતા
કરૂં સેવા તમારી હું નીશાશા ના કરો માતા

## પતી કહે છે.

અરે ચંડાલ ગરમા તે અરે શું વારે આ ગોટા
જણાવી દે મને નઇતો લગાવું છું હવે શોટા ૨૨
કરી કંકાશને ગરમા પડી છે નીચ તું નારી
અરે તું દાદ ના દેતી ગમાવે આબરૂ મારી ૨૩
નફ્ટ નાદાન તું નારી કરી મારી ખરાબી તેં
બકે છે લાજને મેલી અમારી શર્મ ધારી તે ૨૪
જનેતા માત આ મારી અવસ્થા વર્ધ છે એની
દુખાવે દીલ ના તારૂં ગમાવે આબરૂ જેની ૨૫
બતાવે કામ જો સાસુ તને તો મોત આવે છે
જરા તું દાદ ના દેતી મગરૂરી શું બતાવે છે ૨૬
સદા મન રાખવા તારૂં જરા હું તો નથી કે તો
મગાવે છે કંઇ વસ્તુ તુરત હું લાવીને દેતો ૨૭
નથી તું રાખતી પરવા દબાવે છે બધાને તું
અહા શું રાંડ ધાર્યું તે લજાવે છે બધાને તું ૨૮

બીચારા બેન ને ભાઈ હજી તો બાળ છે નાના
બોલાવે ના કદી પ્રેમે તમાચા મારતી છાના ૨૯
ઊપાડી વસ્તુ લઇ છાંની પીયરમા ; મોકલી દે છે
અહા શું થાપણું રાખી ઊપાઠી ને બધુ દે છે ૩૦
નીતીને ન્યાયમા રહેવું હશે તો દે કહીને તું
નઈતો જા નીકલ બહારે બગાડે છે રહીને તું ૩૧

## સ્રી કહે છે.

કહું શું ઘુડ હું સ્વામી વીના વાંકે મરૂ છું હું
જુઓ તો આંખને ખોલી જરા બોલી શકું છું હું ૩૨
અભાગી બાપતો મારે તમારે ગેરમા નાખી
છતી આંખે લઈ દીવો અરેરે ખાદમા નાખી ૩૩
અરે હું કર્મ હીણુ ભાગી ભલે આ ગેરમા આવી
રદયમા તો બરે હોરી ગડીના સુખની આવી ૩૪
બીચારી બેન તો સારી બગાડે છે ભઠી મારી
લગાવે શાતની શતર ખડી પાછડ સદા સ્વારી ૩૫
નઈ ખાવા મડે પુરૂ એવા પણ આવે આ દાડા
હશે ગી ગોડ કે શાકર લગાવે શેરના તાડા ૩૬
પીયરમાં શું અરે મુકું અકલને ખાશઠા મારો
લગાવે શેરના તાડા કરે વીસ્વાસ સું મારો ૩૭
કરૂં છું કામ પણ જારી છતા સાસું બકે મારી
અરે હું શું કહું વહાલા સુણો છે દાદ કોણ મારી ૩૮

ભલે કુંવા તડે નાખો અરે લઈ જીવતી દાટો
અગર તલવારથી કાટો કરૂં નઈ શહેન સંતાપો ૩૯
ગડીના ગર વીશે ગમતુ દીવશ તો કાઠવા રોઈ
અરેરે સું કરૂ સ્વામી બોલાવે ના મને કોઈ ૪૦
ગલે ફાંશો દઇ મારો શરીર આ કંથ માટે છે
કહો તો જેર હું ખાઊં કલેજુ કંથ ફાટે છે ૪૧
વશો વહાલા તમે બહારે સુણીને માતની વાણી
વીના વાંકે મને મારી તજાવો અંન ને પાણી ૪૨
સગા છે સ્વાર્થના સર્વે ગરજ મા લાગશે મીઠા
ગરજ વીણુ મારશે ધકા હજારો દાખલા દીઠા ૪૩
મને જો મુકશો પીયર સુખી થાશો તમે કેવા
જનેતા માત છે વહાલી બીચારીની થશે સેવા ૪૭
પતી જેના થશે કાચા બીચારી નાર અબડાના
અરે એ હાલ થાવાના બીચારી નાર અબડાના ૪૮

પતી કહે છે.

રીશાતી ના અરે વહાલી કરૂં છુ મસકરી ઠાલી
દુખાતી ના રદય ખાલી મને તું પ્રાણથી વહાલી ૪૯
પ્રીયા રોવે અસું ધારા દુખે છે દીલમા મારા
નથી વાંકો અરે તારા ભરૂશો છે રદય મારા ૫૦
નથી હું તો જરા કાચો પીયરમા સું અરે જાવે
થવાનુ છે બધુ શારૂ અરે સું કામ ગભરાવે ૫૧

મને નોતી ખબર વહાલી જુદાઈ રાખતી તુજથી
નઇ તો નાં કદી બોલુ બધુ છાનુ થયુ મુજથી ૫૨
નથી જાવુ પીયર માંહી સુખેથી જા ગરે વહાલી
હવે તું દાદ ના દેજે તજી શહેતાન દે વહાલી ૫૩

## સ્રી કહે છે

મુકી દેઓ વાત એ વહાલા ગરે તો નઇ જવાની છું
જશે પલટાઈ દુંનીઆ તો ગરે હુ નઇ જવાની છું ૫૪
કરો છો વાત કાં એવી અકલની તાણ લાગે છે
નથી હીમત કમાવાની મને તો એમ લાગે છે ૫૫
ધરો હીમત કમાવીસું બધુ ગરતર જમાવીસું
દુખે શંશાર નભાવીસું સુખે આનંદ લગાવીશું ૫૬

## કર્તા કહે છે

તજી મા બાપને જાશો સુખી થાવા તમે યારો
સુખેથી ના કદી ખાશો જવાનુ એમ જનમારો ૫૭
કહે પુંજો સુણો યારો જુઓ સું આમ બાબત છે
હશે બહાદુર બેટાઓ પ્રીયા પાસે શલામત છે ૫૮
લાખાપુર ગામ છે મારૂ તમારો દાશ જાણીને
કરો માફી મને વહાલા તમારો દાશ જાણીને ૫૯

## સમાપ્ત



# ચાલતો જમાનો

## લાવણી

ચેત ચતુર નર કહે છે શત ગુરૂ,જગમા ચાલીયુ કલજુગીયુ;
જુઓ વીચારી નરને નારી, નામ રહ્યું નહિ શતજુગનુ. ૧
વારવાર દુસ્કાલ પડે છે, જમીન રશ લીધા તાણી;
વાવેલા કણુ વીણુથી ચાલેઆ, ઉંડા જઇ લાગે આ પાણી. ૨
પાતાલ પાણી ગયા શુકાઇ વરશે પણુ વરશાદ રડયું;
કલજુગ જાણી ઝેર હડાહડ સર્વ મડી શયતાન ધર્યુ, ૩
સોગંદ ખોટા ખાય ધરમના, ખરી જીંદગી ધુડ કરે;
દેવ દેવીયુ દાટી મેલેઆ, ધન કમાવા ઢોંગ કરે, ૪
અનેક મોટા ધનના લોભી; બને આ દીવાના બહુ ધનમા;
દયા તણું તો નામન જાણે, ધરમ નામ કે આથી ધલમા. ૫
ધન કમાવી ઢગલા કીધા, દયા ન આણી જો મનમા;
માન વધારે મોટા થઈને, ધુળ પડી એવા ધનમા, ૬
ગરીબની ગરધન મારીને; દ્રવ્ય કમાવી ગવ કરે;
અલપ સમયમા જાશે ઉડી, અંત સમયમા ધુળ મળે. ૭
ગરીબ ઘર માગન જો આવે, જઇ દરવાજા બંધ કરે;
રડી રડીને ચાલ્યુ જાશે, દઈ નિશાશા જાય અરે, ૮
ધર્મ પ્રસંગે દ્રવ્ય ખરચવા, પડી આપદા કેમ ટડે;
પાપ પ્રસંગે ખરચી લાખો, હાય દીવાના ધુળ કરે. ૯
મોટા મોટા થયા લોભીઆ, ગઈ હૃદયમાં હાય દયા;
શકિત પરભકિત કરનારા, વીરલા નર જગ માંહી રહ્યા. ૧૦

લગ્ન પ્રસંગે મીજલશ માંહી, લાઇટ બનાવે બહુ રંગી;
દીવાનખાનુ કરે દીવાનું, લટકાવી ઝુમર હાંડી. ૧૧
વીજળીના પાવરની બત્તી, હોય હજારો ફેશનની;
રંગ બેરંગી વાજાં લાવે, કોચ ખુરશીઓ રેશમની. ૧૨
નાયકણીના નાચ કરાવે, થઇ દીવાના શયતાણી;
નખરાની લાલચમાં લોભી, લાખોનાં કરશે પાણી. ૧૩
ગરીબ ઘર ઉભો રહી માંગે, ભીક્ષા લેવાને ભાઈ;
ગાળો આપી લાતો મારે, આપે નહીં શીગલ પાઇ. ૧૪
લાખોના વેપાર કરીને, ચીપટીમાં શું ધ્યાન ધરો;
ગયું ન અવશર આવે પાછું, કાં જનમારો ધુળ કરો. ૧૫
કુડ કપટના ભરે આ ખજાના, નઇ હૃદયમા રહી શાંતી;
અંત સમયમા એવુ દીશે, ધરમ જશે દુનીઆમાથી. ૧૬
ગાન તાન જો હોય રશીલા, તાન કપાળે જાય ચડી;
ધરમ થાન પર પગલા ભરવા, જુઓ ટાટીઆ જાય પડી. ૧૭
ચોરી દારી કુટ કપટએ, કલજુગમા લાગે મીઠા;
કહે છે પુંજાભાઇ સુણો શહુ, એવા નર નજરે દીઠા ૧૮
દયા ધરમ શત હોય હ્રદયમા, શત્ય વચન બોલે મુખથી;
શતગુરૂ કહે છે નરનારી, અંત શમય અળગા દુખથી. ૧૯
મહાજન મોટુ નામ ધરાવે, ધરમ કોરટે જાય ચડી.
ધરમ વીશે ધાંધલ કરનારા, પરભવ નરકે જાય પડી. ૨૦
ધરમ પાંખડી થઈ છે જાજી પાંખડી પુજાય ગણા
શત્ય ધરમને મુકી અળગુ અન્ય ધરમમા જાય ઘણા. ૨૧
કલજુગમા બાવા શનેઆશી, ધન શચરવાને લાગે આ;
અનેક બાવા ફરે ધુતારા, લંપટીઓ જુગમા જાગે આ ૨૨

જટા વધારી ફરે ધુતારા, ઠગવા લોકો પ્રતન કરે;
શતગુરૂ શંગત સફલ કરે છે, ઠગ ગુરૂ ભવનું નાશ કરે. ૨૩
પાણી ભરવા જાય નારીઓ, તે આ બાવા જાશે નાવા;
કહે છે પુંજાભાઈ સુણો સહું, પરભવમા ગોથા ગાવા. ૨૪
સતીઓ સત મુકીને ચાલી, પલપલમાં નખરા કરતી;
સસરા જેઠની લાજ ધરે નઇ, મરજાદા મુકી ફરતી ૨૫
અનેક નારી થઇ કુલટાઓ, રખડે છે ગર ગર ભાઇ;
સતીઓ નઇ પણ નટીઓ એવી, ભટકે છે ભવભવ માંહી. ૨૬
સત જુગની સતીઓ થઈ સુરી, શીયળ સાચવયું કસ્ટ સઈ;
મહા ભયંકર દુખ પડેઆ તોય, નામ અમર કરી મોક્ષ ગઈ.૨૭
અનેક નારી અંધ બનીને, લાજ ગમાવે વંશ તણી;
પુરૂષ પણ ભટકે છે એવા, ભલે નરકમાં જાય તણી. ૨૮
ઘરની નારી તજી દીવાના, પરનારી શું પ્રીત ધરે;
કંચન કાયા સંપત માયા, અલપ સમયમાં નાશ કરે. ૨૯
સફેત કારા પેયાલા માંહી, અમૃત સ્વાદીસ્ટ માંહી ભરો;
સ્વાદ સરખું થશે બેહુંમાં, દુષ્ટ રહદયમાં ધ્યાન કરો. ૩૦
દાન દયા તપ ભાવ શીયલ એ, નરનારીમાં નાશ થયા;
કલજુગનું એ મુળ પગથીયું, સતગુરૂ ઓ સમજાઇ ગયા. ૩૧
ભાઈ ભાઇમાં સંપ મડે નઇ, અંતઃકરણમાં આગ બરે;
બાલપણાની પુરણ પ્રીતી, પરણેઆ પાછડ ધુડ કરે. ૩૩
અનેક નર-નારીને પાછળ, બની બાયલા સલામ કરે;
માત જનેતા બેની વહાલી, દેખી દીલમાં ઝેર ચડે. ૩૩
માત તાતનું કહ્યું ન માને, પથ્થર જેવા પેટે પડે;

બાપ કહે છે બેટો મારો, બેટો જાણે પાપ ટળે. ૩૪
એક વચન માબાપ કહે તો, નઈ બેટાજી સેન કરે;
વહુઅર થઇ વીકરાળ ગધેડી, ઘર ઘર જઇ અપમાન કરે. ૩૫
ઘરની નારી ઘડી ન મુકે દુષ્ટ જમાનો જાય અરે;
માત પીતાને સગા સંબંધી અવર તણુ નઇ ધ્યાન ધરે ૩૬
માત પીતા તીર્થ છે મોટું ભક્તી કરશો ભાવ ધરી;
અવર નથી તીર્થ કોઇ આવું એવો અવસર નાવે ફરી. ૩૭
માત પીતાને દુખ દેનારા અંતરમાં બહુ હોય દુખી;
અનેક એવા જુઓ તપાસી કોઇ બતાવો હોય સુખી. ૩૮
ઘરમાં રાખો સંપ સદાતો દુખ તમારા દુર ટળે,
કુશંપ કારી નાગણુ જેવું અંત સમય વીનાશ કરે. ૩૯
સાસુ વહુના મટે ન ઝઘડા નણંદ ભોજાઇના ચાલે વેર,
દેરાણી જેઠાણી જુઓ આંખે દેખી કરશે ઝેર. ૪૦
માટે મેત ચતુર નર વહાલા સર્વ સગા છે સ્વાર્થના,
મારૂ મારૂ ન કરો ભાઈ કામ કરો પરમાર્થના. ૪૧
કાકા મામા સગા સંબંધી ધનને દેખી ઘોડ કરે,
હોય ગરીબી ઘરમાં વહાલા સગા તમારા દુર ટળે. ૪૨
પામર ઊપર પ્રીતી રાખો કુડ કપટને દુર કરી,
આ ભવ પરભવ સુખીઆ થાશો નઇ આવશે જન્મ ફરી ૪૩
દયા રદયમાં રાખો વહાલા થઇ દયાળુ દાન કરો,
શક્તી પર ભક્તી કરવાને હીંમત રાખી કામ કરો. ૪૪
બાપી જીવો પાપ કરીને પછી નરકમાં જાય પડી,
હુપ વેદની કસ્ટ ભોગવે ભયંકર દુખમાં જાય પડી. ૪૫

અરજ કરૂ છું સહુને વહાલા દુષ્ટ જમાનો છે ભારી,
વખત વીચારી વરતો વ્હાલા કરતા કહે છે બીલીયારી. ૪૬
ભુલચુક જો હોય હમારી જાણી દાશ કરો માફી,
પુંજાભાઇને ખેયાલ બનાવ્યું લાખા પુરનો રહેવાસી. ૪૭

સમાપ્ત.



# નકલ કરનાર શેઠાણી.

## કવાલી.

અહા અલબેલી મુંબઈમા નકલ કરનાર શેઠાણી.
કરે છે પાયમાલી તે પતીની કેમ શેઠાણી
મગાવે નીત નવી શાડી કુલેલી ફેનસી ચોલી
પતીને તો અપાવે છે અરેરે ભીખની જોલી
સુવાશીક તેલને અંતર સુગંધી રાખતી દ્રેશો
રૂમાલો રેશમી રાખે રૂપાળા રાખતી કેશો
કરે છે કંથ ઉગરાણી મરે છે ટાટીઆ તાણી
અહા દીલગીર છુ, ચારો છતા કેવાય શેઠાણી
બનાવી ચાવીના જુડા કમરમાં ખુબ લટકાવે
ગરે પેટી તણા ખોખ દીઠામા એક બે આવે
કમાવે સાઠ કે શીતેર બધાનુ ફેરવે પાણી
પતીની પાયમાલી તે કરે છે એમ શેઠાણી
શરીરે જો બને આ રોગી તેડાવા વઇધના વાંધા
ચુકાવા બીલના પઇશા બીચારો આપશે શાંધા

જશે નાટક તમાશામાં ગડી આનંદ તો લેવા
ચુકાવા ઘર તણુ ભાડુ મળે ના ટાઇમ પર દેવા
જમે મીસ્ટાનને મેવા ગમે છે બંગલા રેવા
અહા દીલગીર છુ યારો ગરે ના જુપડા રેવા
ગરે માતા અને પીતા ખરચ વીણુ નાખતા આંસુ
અરે આ પ્રેમનુ જોડુ જમે છે કેમ ફરમાસું
પદમણી જાય ભુલેશ્વર બતાવી ઠાઠ બશ ભારી
ઉપાડે રેશમી તાકા ભલે વર થાય ભીખારી
પતી શીતેર કમાવે છે શતી સરવે ઉઠાવે છે
છતા દેવુ કરાવે છે પછી બાવા બનાવે છે
જવાના દેશમા જ્યારે હશે ટીકીટના વાંધા
જઇ મીત્રો કને રહશે બીચારો આપશે શાંધા
ગરે રાખે શદા ગાટી ભરાવા રોજના પાણી
મરે છે માનમાં એવી જુઓને કેમ શહેતાણી
ખરી જે હોય શેઠાણી ભલે પઈશા ઉડાવે છે
નકલ કરનાર શેઠાણી દુખી થાવા ઉડાવે છે
પદમણી જાય ચોપાટી હવાની લેર ખાવાને
પતી તો માંગનારાને જશે ઉઠી મનાવાને
ઘણી મુંબઈ તણી નારી ઘણું મોટાઈ ભપકામાં
મળે ના પેટમાં પુરૂ પછી શું હોય ભપકામાં
જીંદગીમાં દુખી થાવા મરે છે હાય ભપકામાં
પતીને લે કરી બાવા પછી પસ્તાય ભપકામાં

અરેરે આપણા દેશે ખુશીથી ખાંડતી દળતી
ઊપાડી શીર પડે બેડું મુંબઇની મોજને રડતી
નીયમસર કેળવો નારી જીંદગીમાં સુખી થાવા
નીયમસર છુટ છે સારી જીંદગીમાં સુખી થાવા
નીયમસર ચાલશે નારી કદી ના કષ્ટ પડવાનું
સુખી રહેશે સદા જોડું કદી ના કષ્ટ પડવાનું
પતી સુખે સુખી રહેશે ખરૂ તો ધન્ય છે એને
પતી દુખે દુખી રહેશે ખરૂ તો ધન્ય છે એને

---

# વાઢાનો વીલાપ.

## હરીગીત છંદ.

અરજી સુણો વાઢાતણી જીંદગાની મારી જાય છે
સંસારમાં નારી વીના અવતાર મારો જાય છે
ધંધો કરૂ દીન રાત પણ આરામ કયાં મળતો નથી
ધીકાર છે અવતારને થાતો નથી હું તો પતી
જમવું પડે વીશીની અંદર પેટમાં ભાવે નઇ
પણ શું કરૂ નઇ જાણતો ઊપાય વહાલા છે નઈ
કાચી રસોઈ હોય તોપણ પેટમાં ખાવી પડે
બોલુ કદી જો કોઇને ઊઠી અરે જાવું પડે
જો હોય નારી ઘેરમાં બેસું ઘડી ઊમંગમાં
આનંદમાં બેસી કરી વાતો કરૂ બે રંગમાં

જો હોય નારી ઘેરમાં ભોજન મળે મન ભાવતાં
ઠંડી રસોઈ થાય છે ચાલો પ્રીયા કહે આવતાં
જમતા વડી વાતો કરૂં બેસું ઘડી બે ખાઇને
પણ કર્મનું અભાગીઓ તે કયાંથી વાઢાભાઇને
ફાટેલ કપડા હોય તે પણ પહેરવા મુજને પડે
પણ રાંધનારી નહી જડી તે સાંધનારી કયાં મળે
પુછે મને વહાલા ઘણા પરણેલ કે કુંવારો છે
લાજીમરૂ પણ શું કરૂં પૈસા તણો જન્મારો છે
શુરવીર છું હું સર્વ વાતે પરણવા ઊમંગ છે
પૈસાવીનાં નહી ભાવ પુછે દીવસ એવા મંદ છે
દીઠો દયાળુ મે નહી વહાલો દયાળુ ધન છે
અપંગ લઇ થેલી જશે પુછે નહી અપંગ છે
નારી થકી વેવાર પણ સંસારમાં ચાલે ઘણું
નારી વીના નહી રાખશે વેવાર કોઈ પૈસા તણું
નહી તલાવે ગામ બહારે રોજ નાવા જાઉં છું
અપરાધ વીના નારીઓની રોજ ગાલી ખાઉં છું
વાઢા મુઓ અહી રોજ આવે નીરખવાને નારીઓ
ધીકાર છે અવતારને વાઢા જુઓ ભવ હારીઓ.
માથુ નમાવીને ફરૂ પરનારથી અળગો રહું
લોકો કહે બદમાશ છે વહાલા વધારે શું કહું
જો હાય નારી ગેરમા બોલાવશે પણ નહી મને
વાઢા કહે અવતારમાં એક ધન્ય છે નારી તને